# TRIVENEE

A Gujarati versification of Wordsworth's "We Are Seven", Goldsmith's "The Hermit", and "The Deserted Village".

By

Dr. M. O. Suraiya,
Ghod Bunder Road,
Jogeshwari,
BOMBAY.

Published by the Author.

# TRIVENEE

The versifications of Goldsmith's "The Hermit" and "The Deserted Village" by Dr. Suraiya and Wordsworth's "We Are Seven" by his grand daughter Kumari Kulsum Suraiya are sure to enrich our Gujarati literature. Dr. Suraiya has compiled the three, in one book "Trivenee". The very appearance is attractive and pleasing to the eye. The matter inside its artistic cover page is equally charming and valuable. I congratulate Dr. Suraiya on his selection for translation in Gujarati. The reader enjoys the translations, as the author has taken utmost pains to preserve the meaning and beauty of the original work. The verse and metre selected brings out the sense of the poet appropriately. The grand daughter has it seems inherited the qualities of her grand father. We would wish she continues in her effort and presents many more such translations to the public. Its simplicity of language is sure to make "Trivenee" very popular.

*Sulochana Modi.*



*Mrs. Sulochana Modi,* M. A.
Professor of History, S. N. D. T. College.

# ત્રિવેણી

"અમ છિયેં સાત", "જતિ" અને "સૂનું ગામડું"

એ ત્રણ સરિતાનો સંગમ.

સંપાદક અને પ્રકાશક

**ડૉકટર એમ. ઓ. સુરૈયા,**
ઘોડબંદર રોડ, જોગેશ્વરી,
**મુંબઈ.**

સુરૈયાકૃત

# ત્રિ વે ણી

( આવૃત્તિ પહેલી )



મૂલ્ય રૂપિયા ૧-૮-૦.

મળવાનું ઠેકાણું

મેસર્સ ત્રિપાઠી એન્ડ કો. બુકસેલર્સ,
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ ૨.

Printed by T. R. Soneji at Sudama Art Printery,
336, Kalbadevi Road, Bombay 2.

# ત્રિવેણી

## અર્પણ

ગુજરાતનાં સમાજસુધારક પિતા અને સ્રીકેળવણીનાં અગ્રગણ્ય માતા, એમ બેવડ છીપમાંથી ઉત્પન્ન થયેલ મુક્તા, સાહિત્યનાં રસઘેલાં અને સરળતામાં રસેલાં શ્રીમતી **સરોજિનીબહેન મહેતાને** સસ્નેહ.

ઘોડબંદર રોડ, જોગેશ્વરી,
મુંબઈ તા. ૧–૩–૪૧.

**એમ. એ. સુરૈયા.**

# ત્રિવેણી

## આભારદર્શન

**ગ્વા**લિયરના ગૃહસચીવનાં સુશિક્ષિત અને સુશીલ સુતા શ્રીમતી પન્નાબહેન દફતરીએ પ્રસ્તાવના લખી આ કૃતિને આકર્ષક બનાવી છે જેથી હું તેમનો ઉપકૃત છું. કુમારી બચુબહેન લોટવાલાએ અને શ્રીમતી ઊર્મિલાબહેન મહેતા, શ્રીમતી સુલોચનાબહેન મોદી, શ્રીમતી લીલાવતીબહેન બેન્કર, શ્રીમતી સરોજિનીબહેન મહેતા, શ્રીમતી શારદાબહેન દીવાન, શ્રીમતી કાંતાબહેન ખાંડવાલા અને શ્રીમતી કપિલાબહેન ઠાકોર એ સાહિત્યરસિક સચ્ચરિત ગૃહિણીઓએ "ત્રિવેણી" ને સુવર્ણ બનાવવા કીમતી ફાળો આપેલો છે, જેથી હું તેમનો સવિનય આભાર માનું છું.

**અં**તે પણ અંતઃકરણે શ્રીમતી જયશ્રીબહેન રાયજી અને શ્રીમતી હંસાબહેન મહેતા, જેઓ મને મારી આ પ્રવૃત્તિમાં સતત સહાય કરતાં રહ્યાં છે તે માટે હું એ બન્ને સહોદર ગુર્જર વીરાંગનાઓનો ઋણ સ્વીકારું છું.

ઘોડબંદર રોડ, જોગેશ્વરી,<br>મુંબઈ. તા. ૧–૩–૪૧.

**એમ. એ. સુરૈયા.**



શ્રીમતી હંસાબહેન મહેતા, બી. એ, એલ. એમ. સી.

બે સહોદર ગુર્જર વીરાંગનાઓમાંનાં નાનેરાં.

## આદરમાન.

વર્ષોના ગાળે કળાપ્રેમી ડૉ. સુરૈયાનો મેળાપ થયો ત્યારે જરાયે ખ્યાલ નહોતો કે એ આવા સાહિત્યપ્રેમી પણ હશે, મારા પિતાશ્રીની સાથે અમદાવાદની મ્યુનીસીપાલીટીમાં એમણે ઘણાં વર્ષો શહેરઉપયોગી કામો કર્યાં છે. એમનાં પૌત્રી બહેન કુલસુમકૃત "અમ છૈયેં સાત" એ વર્ડ્ઝવર્થના "We Are Seven" નો અનુવાદ મૂળ ભાવ જાળવીને સુંદર ને સરળ શૈલીમાં કરવામાં આવેલો છે, મૃત્યુને જીવન બન્ને એક જ છે. શરીર મરે છે પણ આત્મા જીવંત છે ને તેથી તે અમર છે, એ સિદ્ધાંત એક નિર્દોષ બાળિકાને કેટલું સાંત્વન ને સુખ આપે છે! કેવી સુંદર ભાવના આ કાવ્યમાં સમાયેલી છે! ડૉ. સુરૈયાનું "જતિ" ગોલ્ડસ્મિથની "હરમિટ" કવિતાનો અનુવાદ છે, વાંચતાં વાંચનાં એટલું બધું લીન થઈ જવાય છે

કે એ અનુવાદ છે કે મૂળ કાવ્ય છે એ જ ભૂલી જવાય છે, કારણ કે એ મૂળ કાવ્ય જેટલું જ સુંદર ને આકર્ષક લાગે છે, શબ્દરચનાની ગોઠવણી બહુ ખૂબીથી કરવામાં આવી છે. મૂળ વસ્તુનો ભાવ જાળવવાને અથાગ શ્રમ લેવામાં આવ્યો છે. આ કાવ્યમાં દિવ્ય પ્રેમ કેટલો ઉચ્ચ હોઈ શકે, ને તે માટે મનુષ્ય ક્યાં સુધી ભોગ આપી શકે? એ ભાવ દર્શાવવામાં આવેલો છે, એ જ લેખકનું "સૂનું ગામડું" ગોલ્ડસ્મિથના "The Deserted–Village" નો અનુવાદ છે એ વર્ણન અત્યારે આપણાં ગામડાંઓની સ્થિતિને આબેહૂબ લાગુ પડે છે. આપણા દેશનાં અમોલાં ધન એ ગામડાંઓની શહેરી જીવનના ખોટા આકર્ષણથી એ જ કરુણ દશા થઈ રહી છે એવે અનુકૂળ પ્રસંગે આ કાવ્ય આપણા હાથમાં મૂકવામાં આવ્યું છે, એ અભિમાન લેવા જેવું છે. ડૉ. સુરૈયાનાં સાક્ષર પૌત્રી કુલસુમકૃત "અમ છૈયેં સાત" અને ડૉ. સુરૈયાકૃત "જતિ" અને "સૂનું ગામડું" એ ત્રણે

કાવ્યોને "ત્રિવેણી" રૂપે જનસમાજને ખોળે ડૉ. સુરૈયાએ ધર્યાં છે તે માટે તેમને અભિનંદન ઘટે છે. ત્રણે કાવ્યોને સરિતાઓ તરીકે આલેખી છે ને ત્રણે સાથે પ્રગટ કરી "ત્રિવેણી" ત્રણે સરિતાઓનો સંગમ, એમ ભાવના રાખી છે. આ નામ રાખવાથી એમણે જરાયે અતિશયોક્તિ કરી હોય એમ લાગતું નથી. ત્રણે સરિતાઓ જ્યાં મળે–સંગમ થાય, એ પ્રદેશ લીલોછમ–ફળદ્રુપ થાય તેવી જ રીતે આ કવિતાઓના "ત્રિવેણી" રૂપે પ્રકાશનથી ગુજરાતી સાહિત્યપ્રદેશ ફળદ્રુપ થશે, એ આશા રાખું તો અસ્થાને ન ગણાય. એક ભાષામાં લખાયેલી કૃતિના મૂળ ભાવો સંપૂર્ણપણે ઉતારવા સિદ્ધહસ્ત લેખકો માટે પણ કપરું છે. આ અનુવાદોમાં મૂળ ભાવોને આંચ લગાડ્યા સિવાય ઉતાર્યા છે એ પ્રશંસનીય છે. ભાવોને જેવા ને તેવા ઉતારતાં ભાષા વિષમ થઈ જવાનો ભય હોય છે, પરંતુ અનુવાદની રમતિયાળ અને સરળ ભાષા કાવ્યના માધુર્યમાં ઉમેરો કરે છે

આમ અનુવાદ સચોટ રીતે સુવાચ્ય થયો છે. સામાન્ય રીતે પરીકથાઓ અથવા એવું બીજું સાહિત્યવાંચન વિદ્યાર્થીઓને આપવામાં આવે છે તેની સાથે આવું હળવું છતાં ગાંભીર, અને ગાંભીર છતાં હળવું, એવું સાહિત્ય તેમને આપવામાં આવે તો તેમની માનસિક વૃત્તિઓ ઉપર સારી અસર થાય, એ દષ્ટિએ આ કાવ્યો પાઠ્યપુસ્તક તરીકે મંજુર થાય તો આવકારદાયક છે. આવા અનુવાદો ગુજરાતી સાહિત્યના ભંડોળમાં વૃદ્ધિ કરે છે અને આવા અનુવાદો થતા રહે એ ઇચ્છવા યોગ્ય છે. ડૉ. સુરૈયા તેમ જ તેમની પૌત્રીને આવાં ઉચ્ચ પ્રકાશન કરવાને પ્રભુ શક્તિ અર્પો એ જ પ્રાર્થના છે.

**લીલાવતી બેન્કર.**

(ભગિનીસમાજનાં માનદ મંત્રી)



શ્રીમતી લીલાવતીબહેન બેન્કર, બી. એ.

# ત્રિવેણી

## કવનનિરૂપણ

જાણીતા અંગ્રેજી કવિ ગોલ્ડસ્મિથના અંગ્રેજી કાવ્યોના અનુવાદ રૂપે "જતિ" અને "સૂનું ગામડું" અને વર્ડ્ઝવર્થના કાવ્યનો "અમ છીયેં સાત" એ અનુવાદ છે. પહેલા બે કાવ્યોનો ડૉ. સુરૈયાએ અને ત્રીજા કાવ્યનો અનુવાદ તેમનાં પૌત્રી બ્હેન કુલસુમે કર્યો છે ત્રણે કાવ્યો મૂળમાં જ ઘણાં સુંદર અને જીવનનાં ખરાં ભાવદર્શી છે. આવાં કાવ્યોનો બીજી ભાષામાં અનુવાદ કરી તેની સુંદરતા અને તારતમ્ય જાળવવું એ સહેલું નથી, તે ઉપરાંત અનુવાદકર્તાએ અનુવાદના જીવનને હિંદી જીવનમાં ઉતાર્યું છે, અને તે સાથે કાવ્યની મીઠાશમાં કે સમજમાં ઊણપ આવવા દીધી નથી. અંગ્રેજી સાહિત્ય ઘણું સમૃદ્ધ છે, પણ એની રસલહાણ ચાખવાનું દરેકથી બની શકે નહિ. તો આવી રીતે તે સાહિત્યમાંથી સુંદર કાવ્યો પસંદ કરી તેના અનુરૂપ અનુવાદ કરીને આપણા ગુજરાતી સાહિત્યને આવી સુંદર રીતે સમૃદ્ધ કરવા માટે ડૉ. સુરૈયા અને બ્હેન કુલસુમને ખરેખર ધન્યવાદ ઘટે છે. ત્રણે કાવ્યોમાં ભાષા ઘણી સરળ વાપરવામાં આવી છે.

# ત્રિવેણી

શાળામાં ભણતાં બાળકો કે થોડું ભણેલાં મોટાંઓ સમજી શકે તેવી આ કાવ્યોની ભાષા સરળ છે. તે છતાં સંગીતમય મીઠી છે. મૂળ કાવ્યના બધા ભાવો પણ અનુવાદમાં બરોબર ઊતર્યા છે. આ બધા માટે ખરેખર ડૉ. સુરૈયાને આ ત્રણે કાવ્યો એકઠા કરી "ત્રિવેણી"ના રૂપમાં છપાવવા પ્રસંગે હું તેમને ખરા અંતઃકરણ પૂર્વક અભિનંદન આપું છું તેમ જ તેઓ બંને આ દિશામાં કામ ચાલુ રાખી આપણી માતૃભાષાને તેમનાં બીજા અનેક કાવ્યોથી વધારે ને વધારે સમૃદ્ધ બનાવે એવી આશા રાખું તો અસ્થાને નહિ ગણાય. બાળકોને ઇનામ આપવા માટે કે બીજા કોઈ પ્રસંગે ભેટ આપવા માટે આ પુસ્તક ઘણુ જ ઉપયોગી થઈ પડે એવું છે.

ઊર્મિલા મહેતા.

(ભગિનીસમાજ પત્રિકાનાં સહ તંત્રી,
અખિલ હિંદ મહિલા પરિષદનાં માનદ મંત્રી,
અને એસ. એન. ડી. ટી. વીમેન્સ
યુનિવર્સિટિની સિંડિકેટનાં સભ્ય.)

# ત્રિવેણી

## ભાવના

" જતિ " અને "સૂનું ગામડું" એ જાણીતા અંગ્રેજી કવિ ગોલ્ડસ્મિથનાં કાવ્યો "The Hermit" અને "The Deserted Village" ના સમશ્લોકી અનુવાદ છે "અમ છૈયેં સાત" એ વર્ડ્ઝવર્થનું કાવ્ય "We Are Seven" નું ગુજરાતી રૂપાન્તર છે. આ ત્રણે કાવ્યનો સંગ્રહ એ "ત્રિવેણી". આ ત્રણેને ભેગા કરી એક જ સાથે આવા આકર્ષક નામ નીચે છપાવવા માટે ડૉ. સુરૈયાને ધન્યવાદ ઘટે છે. આવાં સુંદર રસમય કાવ્યોનો અનુવાદ કરી ગુજરાતી જાણનાર પ્રજાને નવા સાહિત્યમાં રસ લેવાની અમૂલ્ય તક આપી એમણે એક મોટી સેવા બજાવી છે. એમના બે ઍનુવાદો "જતિ" અને " સૂનું ગામડું " બહુ સરળ અને શુદ્ધ ભાષામાં રચાયેલાં છે. અનુવાદ છતાં મૂળ ભાવના જળવાઈ રહી છે. " સૂનું ગામડું " વાંચતાં આપણા જ દેશના ગામડાનું વર્ણન હોય એમ ભાસે છે. પૂર્ણ અર્થ સમજાય છે અને અનુવાદ હોય એમ લાગતું જ નથી. બન્ને કાવ્યની મુખ્ય

ભાવના—પ્રેમ અને મૈત્રીને આધારે સર્વત્યાગ; દરેક રીતે વેરાન થઈ ગયેલું ગામડું—બહુ જ અસરકારક છે.

"અમ છૈયેં સાત" ડૉ. સુરૈયાનાં પૌત્રી કુલસુમબહેને રચ્યું છે. સાદી અને સહુ સમજી શકે એવી ભાષામાં લખાયું છે, છતાં એનો મૂળ ભાવ જળવાયો છે આ જ એની ખૂબી છે. આ કાવ્ય નાનપણમાં અમને નિશાળમાં શીખવાનું હતું અને અમને બધાને એમાં બહુ જ રસ પડતો, એનું રૂપાન્તર જોઈ મને તો ખૂબ જ હર્ષ થયો. આ કાવ્યની ત્રીજી આવૃત્તિ છપાઈ છે તેના પરથી જણાશે કે તે કેટલું લોકપ્રિય થઈ ગયું છે.

" ત્રિવેણી " માં આવાં આકર્ષક અને રસમય કાવ્યોનો સમાવેશ થાય છે કે તે જરૂર લોકપ્રિય થશે, ડૉ. સુરૈયાને ગુજરાતીની આવી ઉત્તમ સેવા બજાવવા માટે અભિનંદન આપું છું.

**શારદા દીવાન.**



શ્રીમતી શારદાબ્હેન દીવાન, એમ એ.

એસ. એન. ડી. ટી. વીમેન્સ યુનિવર્સિટીનાં રજિસ્ટ્રાર.

## શુભેચ્છા.

કવિ ગોલ્ડસ્મિથનાં "હરમિટ" અને "ડેઝર્ટેડ વિલેજ" નાં કાવ્યોનો ડૉ. સુરૈયાએ બહુ સુંદર રીતે અનુવાદ કર્યો છે અને તે સમશ્લોકી હોવાને અંગે બહુ મધુર ભાસે છે. તેમણે કાવ્યમાં છંદ તો ઉતાર્યો છે પણ ભાવ પણ અચ્છી રીતે જાળવી રાખ્યો છે. તેમના કાવ્યો હૃદયસ્પર્શી છે અને "જતિ" માં તેમણે જે કરુણ રસ રેડયો છે તે માનવી હૃદયને હચમચાવી મકવા માટે પૂરતો છે. કવિએ દિવ્ય પ્રેમને જે રીતે વર્ણવ્યો છે તેમાં જરાયે રૂપાંતર કર્યા વગર તેને એને એ જ કોટીએ રાખવા અનુવાદકે પૂરો પ્રયત્ન કર્યો છે. તેમના અનુવાદમાં મને ખામી જણાતી નથી એમ કહેવામાં મને તેમની ખોટી શ્લાઘા કરી જણાતી નથી. તેમની શૈલી જેટલી સરળ છે તેટલી જ ભાષાની પ્રવાહિતા ઉત્તમ છે.

દાદાનો કાવ્યઅનુવાદનો શોખ અને બુદ્ધિમત્તા તેમનાં પૌત્રી શ્રી કુસુમને તેમના તરફથી વારસામાં મળેલાં હોય એમ લાગે છે. કારણ આટલી નાની વયમાં તેમણે વર્ડ્ઝવર્થના "વી. આર સેવન" ના કાવ્યનું જે રૂપાંતર કર્યું છે, તે પ્રશંસનીય છે.

આ અનુવાદમાં શબ્દગૂંથણી એટલી સરળ છે કે બાળકોને તે જરૂર પ્રિય થઈ પડે. એ બહેન, દાદાની પ્રેરણાથી આવાં અનેક અજોડ કાવ્યોના અનુવાદ કરે એમ ઇચ્છું છું. "હરમિટ", "ડેઝર્ટેડ વિલેજ" અને "વી આર સેવન" ના આ, જે અનુવાદ તેમણે અને તેમનાં પૌત્રીએ કર્યા છે તેને એક જ પુસ્તકના રૂપમાં પ્રગટ કરવાનો પ્રયત્ન આવકારદાયક છે. આ તેમના "ત્રિવેણી" પુસ્તકનું "ત્રિવેણી" નદીના સંગમ જેવું જ મહાત્મ્ય વધે અને તેટલી જ પ્રસિદ્ધિ પામે એ મારી શુભેચ્છા છે. જે ઉમદા આશયથી "ત્રિવેણી" પ્રગટ કરવામાં આવી છે તેવા જ ઉમંગે તેને લોકો અપનાવશે એવી મને ખાત્રી છે. આવા મશહુર કવિનાં કાવ્યોનો અનુવાદ કરી ડૉ. સુરૈયાએ ગુજરાતી સાહિત્યની સેવા બજાવી છે. જે ભાવથી તેમણે સેવા કરી છે તે ભાવથી જનતા આ સંગ્રહ વાંચશે તો અનુવાદકને જરૂર સંતોષ થશે.

**બચુબહેન લોટવાલા**

(હિન્દુસ્તાન અને કેસરીનાં મુખ્ય તંત્રી.)

# ત્રિવેણી

## પ્રસ્તાવના.

**ડૉ.** સુરૈયા "ત્રિવેણી" પુસ્તક બહાર પાડે છે તેમાંની ત્રણે સરિતાઓ પહેલાં પુસ્તક રૂપે બાહાર પડી ગયેલી છે.

"અમ છૈયેં સાત" એ ડૉ. સુરૈયાનાં પૌત્રી, કુમારી કુલસુમ સુરૈયાએ કરેલો અનુવાદ છે.

કવિ વર્ડ્ઝવર્થનું "We Are Seven" એ ઘણું જાણીતું કાવ્ય છે. એમાં એક નિર્દોષ બાળકના સ્નેહાળ હૃદયનો ચિતાર છે. કુમારી કુલસુમ સુરૈયાએ એ પ્રખ્યાત કાવ્યનો ગુજરાતીમાં અનુવાદ કરી અસલ કાવ્યની ભાવના તેમ જ તેનું માધુર્ય જાળવી રાખ્યાં છે. બીજી તેમ જ ત્રીજી સરિતા ડૉ. સુરૈયાની કૃતિઓ છે. "જતિ" એ ગોલ્ડસ્મિથના "હરમિટ" કાવ્યનું ભાષાન્તર છે તથા "સૂનું ગામડું" એ ગોલ્ડસ્મિથના "ડેઝર્ટેડ વિલેજ" નો સમશ્લોકી અનુવાદ છે. "જતિ" તેમ જ "સૂનું ગામડું" એ બન્ને સરળ અને સુંદર ભાષામાં લખાયેલાં છે. મૂળ કવિતાનો ભાવાર્થ લીટીએ લીટી સાચવી તેમણે સાદી સંસ્કારી

અને સુંદર ભાષા વાપરીબ ને કાવ્યોને મનને આનંદ આપે એવાં બનાવ્યાં છે, સરળતા એ ગોલ્ડસ્મિથની કવિતાનું મુખ્ય લક્ષણ છે, અને તે ડૉ. સુરૈયાની બન્ને કૃતિઓમાં તરી આવે છે. ગુજરાતી ભાષાન્તરો કેટલાંક થાય છે, પણ ડૉ. સુરૈયાની કૃતિઓમાં મળ કાવ્યનો રસ તેમ જ તેની મધુરતા સચવાયેલાં છે. ડૉ. સુરૈયાના અનુવાદની ખરી ખૂબી તો એ છે કે પરદેશની બીનાઓ, ત્યાંના દૃશ્યો એ બધાંને તેમણે ગુજરાતી બનાવી દીધાં છે. એ અઢારમી સદીમાં લખાયેલાં કાવ્યોમાં આજના ગુજરાતી ગામડાનું વાતાવરણ તેઓ આબેહૂબ લાવી શક્યા છે. ડૉ. સુરૈયાને આ સુંદર કાવ્યો પ્રસિદ્ધ કરવા બદલ ધન્યવાદ આપું છું. તેમણે તેમનો નિવૃત્તિનો વખત આ રીતે વાપરી ગુજરાતી સાહિત્યની અનુપમ સેવા બજાવી છે.

**પન્ના દફતરી.**

સુરૈયાકૃત

# ત્રિ વે ણી

"અમ છૈયેં સાત", "જતિ" અને "સૂનું ગામડું"

એ ત્રણ સરિતાનો સંગમ.

# ત્રિવેણી

સરિતા ૧ લી "અમ છૈયેં સાત"

ચોથી આવૃત્તિએ સરિતા રૂપે "ત્રિવેણી" માં ભળેછે.

સરિતા ૨ જી " જતિ "

બીજી આવૃત્તિએ સરિતા રૂપે "ત્રિવેણી" માં ભળેછે.

સરિતા ૩ જી "સૂતું ગામડુ"

બીજી આવૃત્તિએ સરિતા રૂપે "ત્રિવેણી" માં ભળેછે.




( સવૈયા એકત્રીસા )

એક નરું બાળક જે લે છે, હળવેથી પોતીકો સાસ,
જીવન નિજ અવયવમાં દેખે, તેને મરણ તણો શો ભાસ ?

( ૨ )

મુજને મળી નાની મઢીવાસી,
આઠ વરસની બાળા એક,
વાંકડિયા ઘટ વાળ હતા શિર,
અલકઝુમખડાં ફરતાં છેક.

( ૩ )

લટકછટક જટ ગામડિયણશી,
કીધેલો અણઘડ શણગાર,
આંખ હતી સુંદર, અતિસુંદર,
પામ્યો રૂપે હરખ અપાર.

(૪)

"બાળકુમારી! છે કે નહિ? તુજ
કોઈ બહેની કે કો ભ્રાત?"
ચકિત બની જોયું મુજ ગમ, કહીં
"છે કે નહિ? અમ તો સૌ સાત."

(૫)

"ક્યાં છે તે સૌ? બોલ! હું વીનવું"
બોલી તે; "અમ છૈયેં સાત,
અમમાંથી બે સાગર ખેડે,
ને બે ભાંડુ વસે ખંભાત;

( ૬ )

"પોઢ્યાં છે એ કબરસ્તાને
મારી વીરી ને મુજ ભ્રાત,
કબરસ્તાને કુટિમાં કો રે
રહું છું હું મુજ બા સંઘાત."

( ૭ )

"બોલે તું, સાગર ખેડે બે
ને બે ભાંડુ વસે ખંભાત;
સાત તમે હજુ! બોલ! હું વીનવું
મધુરી! કેમ બને એ વાત?"

(૮)

"છૈયા, છોડી સાત છીએ અમ,"
બાળ કિશોરી બોલી ધીર;
"કબરસ્તાને ઝાડ તળે, મમ
પોઢેલાં વીરી ને વીર."

(૯)

"મુજ બચુડી! તું અહીંતહીં દોડે
તારાં અવયવ સર્વ સતેજ,
સૂતાં જો એ કબરસ્તાને
તો તમ કેવળ પાંચ ખરે જ."

(૧૦)

"કબરો છે ત્યાં લીલી દેખો!"
નાનેરી બોલી તેવાર,
"બારક ડગ આના બારેથી
છે તે બંને હારોહાર;

(૧૧)

"મોજાં મારાં ત્યાં ગૂંથું ને
ઓટું મુજ રૂમાલકિનાર,
ધરતી પર ત્યાં બેસું ને હું
ગીત સુણાવું વારંવાર;

(૧૨)

"બાપુ! સમીસાંજે બહુ વેળા
હોય ઝઝકલું જવ સાક્ષાત,
લઉં મુજ તનક છલૂડી ને હું
ખાઉં ત્યાં મારાં દૂધભાત.

(૧૩)

"પ્રથમ સિધારી જેનબહેની
સેજ ઉપર કણતી અવિરામ,
હેવે દુખથી તારી તેને
તવ એ ચાલી ગઈ તે ઠામ;

(૧૪)

"કબરસ્તાન સુવાડી એને
ને સૂકેલ હતું જવ ઘાસ,
જાની વીરો ને હું હારે
રમતાં ઘોર કને ચોપાસ;

(૧૫)

"ભોમ હતી જવ હિમઊંજળી, હું
સરતી, કરતી દોડાદોડ,
જાવું પડયું જાની વીરાને
પોઢયો છે એ તેની સોડ."

(૧૬)

"ત્યારે તો તમ પાંચ રહ્યાં ને?
ગગન ગયાં તે બેઉ સજાત!"
ઝટ ઉત્તર દી ધો ગૌરીએ,
"હે! સજ્જન! અમ છૈયેં સાત."

(૧૭)

"પણ એ તો છે બેઉ મરેલાં!
જેના પ્રાણ ગગન સંઘાત,"
ઠાલી! વહીઁ જતીઁ વાતો સઘળી,
હુજ્જું રઢ લઈઁ વદતી નાનકડી,
"બસ! નહિ, નહિ અમ છૈયેં સાત."




# સરિતા જતિ બીજ

(સવૈયા એકત્રીસા)

"આવ ભલા જતિ હે ગિરિવાસી! ને દોરવ મુજ સૂની વાટ,
ખીણે પેલો દ્વીપ ભરે જ્યાં ભાવ ભર્યાં કિરણે ઝળકાટ;

(૨)

"પથભૂલ્યો ને ભિન્ન ભમું અહીં
ધીમે ડગ, લથડાતે પાય,
વન, વગડાનો તાગ નહીં જ્યાં
ચાલું લાંબાં તેમ જણાય."

(૩)

"થોભી જા! બેટા!" જતિ બોલે,
"ના એ સાધ! ભયંકર જોગ,
એ તો ભૂત તણો ભડકો ત્યાં
ભમતો લલચાવે નિજ ભોગ;

(૪)

"દીન નિરાધારોને માટે
છે નિશદિન ખુલ્લાં મુજ બાર,
ને મુજ ભાગે માંડ મળે પણ
અરપું અંતરથી નિર્ધાર;

( ૫ )

“તો અહીં રાત નચિંત ઠરી જા!
ને મુજ મઠથી પામ! પ્રસાદ,
ઘાસશયન ને લૂખું ભોજન,
ચેન અને મુજ આશીર્વાદ;

( ૬ )

“ખીણે પ્રાણી મુક્ત ફરે જે,
તેનો હું ન કરું સંહાર,
શક્તિ દયા મુજ પર રાખે જે,
તેથી શીખું એવો સાર;

(૭)

"પણ ગિરિની હરિયાળી ગમથી
આણું પાપ રહિત આહાર,
શાક અને ફૂળથી ભર ઝોળી
ને પાણી ઝરણાને દ્વાર;

(૮)

"ચાલ! હવે તજ! ચિંતા યાત્રી!
જગની ચિંતા સર્વ અસાર,
માનવભૂખ તળે અહીં થોડી,
ને થોડી ના ઝાઝી વાર."

(૯)

વેણુ સર્યાં જતિનાં અતિ હળવાં
નભથી ઝરતા ઓસ સમાન,
અવનત શિર શરમાળ અતિથિ ત્યાં
ચાલે કે ડે મ ઠ ને થા ન;

(૧૦)

છેટે, છૂપા ગાઢા વનમાં
ઊ ભું એ ક લ વા યું ધા મ,
નિર્ધન પાડોશી ને ભૂલ્યાં
પં થી નો જે છે વિ શ્રા મ;

(૧૧)

રાચ નથી કંઈ છાજ તળે ત્યાં
જેનો હોય ધણીને શોષ,
એક ઉલાળે ફાટક ઊઘડી
સત્કારે બંને નિર્દોષ;

(૧૨)

ને શ્રમજીવી જન જવ હમણાં
રાતવિરામ કરે નિજ વાસ,
જતિ અગ્નિ ચેતાવી, પ્રેરે
ખિન્ન પરોણામાં ઉલ્લાસ;

(૧૩)

ભાજીભોજન પીરસ્યાં તેણે
હસતે મુખ, આગ્રહભર વાણ,
સમય ગયો વહી વાત, કથામાં
બહુ બૂઝતો તે, લોકપુરાણ;

(૧૪)

આ અનુકૂળ વિનોદ પ્રસંગે
માંઝારી ખેલે સૌ ઘાટ,
ચૂલા પર કંસારી ચીંચવે,
બળતણુના ઊડે તતડાટ;

(૧૫)

પણ કો મોહિનીઁ અતિથિનું મન હરીઁ
દુખ ઠારી ન શકી જરીઁ વાર,
શોક હતો ભારે મન પર ને
ગરવા લાગી આંસુ ધાર;

(૧૬)

તેની ઊભરતી ચિંતા ત્યાં
જતિએ જોઈઁ ધરી સમભાવ,
પૂછ્યું "યુવક દુખી! ક્યાંથી આ
તારા હૈયા કેરા ઘાવ?

(૧૭)

"તરછોડાઈ સરસ સદનથી
શું કચવાતો ભટકે એમ?
કે સંતાપે નિષ્ફળ મૈત્રી?
કે અણગણકારેલો પ્રેમ?

(૧૮)

"રે! આનંદ મળે લક્ષ્મીથી
તુચ્છ અને છે નાશ થનાર,
અલ્પ જણુસ પર મમત ધરે જે,
તે તો એથી અધિક અસાર;

(૧૯)

"ને મૈત્રી તો માત્ર ભરમ છે,
મંત્ર બની હાલરડાં ગાય,
છાંય બને ધન, યશ પાછળ પણ
દુખિયાને રોવા તજી જાય;

(૨૦)

"ને છે પોકળ પ્રેમલવારો,
નવયુગયુવતીનો ઉપહાસ,
ધરતી પર તો માત્ર જડે એ,
હું ફેં પારેવાને વાસ;

(૨૧)

"છટ છટ! ઠોકર માર! ત્રિયાને
ગભરુ યુવક! ખંખેરી ખેદ."
એ સુણી, વિરહી અતિથિ તણો ઝટ
લાલી ફૂટી ખોલે ભેદ!

(૨૨)

ચકિત થયો જતિ, જોઈ છવાતાં
ન્યારાં રૂપ મુખે ભરપૂર,
ઉષાનભના રંગો જેવાં
ઝગમગતાં વળી ક્ષણભંગુર;

(૨૩)

મુખ લાજાળ, ઊછળતી છાતી
દાખે ભીતિ અવારનવાર,
રસિક અતિથિ ત્યાં પ્રગટે ખુલ્લી
મનહર લલિત કુમારી નાર;

(૨૪)

ને તે બોલી; "આહ! ક્ષમા કર!
રંક પથિકનું ઉદ્ધત કાજ,
પાય મલીન જેના પેઠા જ્યાં
નિવસે પ્રભુ સાથે જતિરાજ;

(૨૫)

“પણ કરુણા કર! તરુણી પર જે,
પ્રેમે શીખી ભમતાં આમ,
શોધે શાંતિ પરંતુ નિરાશા
સજની બની ભેટે સૌ ઠામ;

(૨૬)

“તીર ત્રિવેણીને વસતો મુજ
તાત કુલીન અને ધનવાન,
તેનું દ્રવ્ય હતું મુજ નામે
હું જ હતી એકલ સંતાન;

(૨૭)

"બાપુ કનેથી મુજને વરવા
અગણિત પ્રેમી આવી પોળ,
રીઝતા મુજ ખરી લીલા ગાઈ
કે ઘાલી જ્વાળાનો ડોળ;

(૨૮)

"સ્વાર્થી જન હરઘડી ઘરઆંગણ
મથતા માગાં આણી અમોલ,
સૌમાં તરુણ અરુણ નમતો, પણ
પ્રેમ તણો નવ વદતો બોલ;

(૨૯)

“સાદાં દીન વસન તે સજતો
ન હતાં તેને ધન કે રાજ,
ગૌરવ ને મતિ કેવળ ધરતો,
પણ પૂરતાં જ હતાં મુજ કાજ;

(૩૦)

“ને જવ તે, ખીણે મુજ પાસે
ગાતો પ્રેમકથા અંકિત,
તેનો સાસ પમરતો પવને
ને વનમાં ભરતો સંગીત;

(૩૧)

"કુસુમકલી ખુલતી દિન ઊગતે
ને નભનું આંકળ નિર્મળ,
નિર્મળતા ન બતાવી શકતાં
તેના મન સમ કો પણ વેળ;

(૩૨)

"ઓસ, કુસુમ તરુવર પર ચળકે
ચંચળ બલિહારી સંગાથ,
બલિહારી હતી તેની પણ તે,
હાય! અચળતા હતી મુજ સાથ;

(૩૩)

"તેને અમથું પજવવા નિત હું
વાપરતી ચતુરાઈ અનેક,
તેના પ્રેમઉમળકે સરતાં
તેને દુખ મલકાતી છેક;

(૩૪)

"થાકી અવગણનાથી અંતે
મેલીઁ મને મારે અભિમાન,
ગુપ્ત, વિજન કો વન ગોતી ત્યાં
છાનો જઈ પામ્યો અવસાન;

(૩૫)

"પણ મુજ ક્લેશ અને મુજ વાંક જ
ને શાસન જીવનભર પાઉં,
ગોતું વન જે તેણે ગોત્યું,
જ્યાં પોઢ્યો ત્યાં સૂવા જાઉં;

(૩૬)

"ને વિખૂટી, વિણ આશ, અગોચર
નિજ હત્યા કરી ત્યાં જ મરીશ,
એમ કર્યું અરુણે મુજ માટે
ને તે કાજ હું એમ કરીશ."

(૩૭)

“ન કરે નારાયણ!” જતિ બોલ્યો
ને ચાંપી નિજ છાતી સાથ;
રમણી ચકિત ફરી ત્યાં વઢવા–
એ તો અરુણ જ લેતો બાથ.

(૩૮)

“પ્રાણપ્રિયા અંજનિ! મુજ ગમ જો!
ક્રૂર! મુજ કામણગારી નાર!
તુજ નિજ અરુણ વિયોગી પામ્યો
પ્રેમ અને તુજને ફરીં વાર;

(૩૯)

"એમ તને મુજ ઉર ધરવા દે!
ને ચિંતા નહિ રાખ! લગાર,
નહિ જ કદી પણ નોખાં પડશું,
મુજ જીવન! મુજ પ્રાણાધાર!

(૪૦)

"ના! અળગાં જ કદી નહિ થઈશું,
જીવશું ધરી આવો સત્પ્રેમ!
જે નિશ્વાસ દમે તુજ દૃઢ ઉર,
અરુણનું પણ તે વીંધશે એમ."

# સરિતા સૂનું ગામડું ત્રીજી

( સવૈયા એકત્રીસા )

મીઠું સુખપુર! આ મંડળમાં અનુપ અનેરું સુંદર ગામ,
ગામડિયા શ્રમજીવીને અતિ, કુશળ, વિભૂતિ પલવતાં આમ.
ને જ્યાં નવલ વસંત વહેલી રમ્ય વિકસતી કરતી ધામ,
વર્ષાની વિખરાતી લીલા હળવે હળવે તજતી ઠામ.
ચેન અને નિર્દોષપણાના મોઘેરા મુજ લલિત નિવાસ,
થાનક મારા તે યૌવનનાં જેમાં ગમતા સર્વ વિલાસ.
તુજ હરિયાળી પર હું કેવો મગ્ન વિહરતો વારંવાર!
સરલ સુખે હર દૃશ્ય કળાતું અધિક વહાલું, રસિક અપાર.
ફરતાં વારંવાર વિરમતો નીરખવા દર કામણ ખાસ,
હળથી ખેડાયેલું ખેતર, તરુવરછાયો નમણો વાસ.

૧૧–૨૨

ખળખળ, અચળ વહેતું ઝરણું, રેંટ ઘડીભર પણ નવ થીર,
ઓરું ગિરિશિખરે ઝગમગતું રૂડું અતિસુંદર મંદિર,
વડલાની ઘટ છાયા હેઠળ ચોરો ધજ બાંધેલ સુભાત,
કરતાં જ્યાં પંચાત વડેરાં ને પ્રણયી જન છાની વાત.
શા આનંદે હું કરતો તે મંગળ પર્વ તણાં સન્માન!
જે તિથિએ શ્રમ બંધ રહેતો, રમતગમત લેતી એ સ્થાન.
શ્રમમાંથી છુટકારો પામી ગામ તણી જનતા તે વાર,
ઝાંપે વિસ્તૃત વૃક્ષઘટામાં ઊજવતી આનંદવિહાર.
તરુવરની છાયામાં ફરતી ગમતો ચગમગતી ખેલાય,
તરુણ કિશોર કરે સરસાઈ, વૃદ્ધ નિહાળી દેતાં ન્યાય.
દોડ, છલંગ, ઉછાળા, ચાળા, વિવિધ અહો ત્યાં અંગસજાઈ!
લટકછટક, છલબલ, ચતુરાઈ, જાદુ, કપટ વળી ભાંડભવાઈ.

૨૩–૩૪

જામેલી જ્યાં ગમત પ્રસંગે રંગે લાગે ભંગ લગાર,
ત્યાં જ ઉમંગી સંઘ ઉપાડે વગર વિલંબે અન્ય વિહાર.
રાસવિલાસે યુગલ રસીલાં રસ લેતાં બસ રળવા નામ,
અરસપરસને કાયર કરવા લીન બની રમતાં અવિરામ.
મેશ મુખે એસરતી પણ તે ગામડિયા નટને નહિ ભાન,
હળવા હસવાના સ્વર સરતા સંમેલનમાં સહુ મેદાન.
નયન તણાં, શરમાળ કુમારી ફેંકે તિરછાં પ્રેમલ બાણ,
માડી નિજ કચવાટ તણી ત્યાં, ડોળા તાણી કરતી જાણ.
એ સહુ હતી તુજ મોહિની; ને તુજ આવી ગમતો મધુરા ગામ!
ગામડિયા શ્રમજીવીને પણ હાસ્ય, વિનોદ કળવતી આમ.
નિર્ઝરતી ન્યારી બલિહારી તારા વાસો પર અવિરામ,
એ સહુ હતી તુજ મોહિની પણ તે ચાલી ગઈ ત્યાગી આ ધામ.

૩૫–૪૬

સીમાડાના અનુપ મુગટશા, મીઠા, પ્રિય, રઢિયાળા ગામ!
તુજ ગમતો થઈ વેરણખેરણ, નષ્ટ થયાં તવ દૃશ્ય તમામ.
તુજ છપ્પર પર લૂટારાના પંજાની લાગેલી છાપ,
હરિયાળી નિસ્તેજ બની ને નિર્જનતા દાખે સંતાપ.
આખા ક્ષેત્ર ઉપર અત્યારે એક ધણી વર્તાવે આણ,
તુજ ફળતા પાદરના અરધા મોલ તણો તે કાઢે ધાણ.
તુજ ઝરણું નિજ પર દિનકરનો આજ નહીં ઝીલે ઝળકાટ,
દાભ બધે ઊગેલો એના કચરે જલ નિજ કાઢે વાટ.
તુજ કુંજો વેરાન બનેલી, સર્વ શમ્યાં જ્યાં પંખીગાન,
ખોરડીકાંટે ઘોર ઘૂંઘવતો ઘુવડ અટૂલા અતિથિ સમાન.
સૂની વાટ ઉપર તુજ ઊડે ટીટોડી કરતી ખખડાટ,
લાગટ ચીસોના પડઘાથી ઉપજાવે બમણો કચવાટ.

૪૭–૫૮

કદરૂપાં ખડેર થયા આ સહુ જર્જરિત બની તુજ વાસ,
ખરતી દીવાલો ઓળંગી ઊગેલાં ઊંચેરાં ઘાસ.
તારાં બાળક થરથર કંપે, ગોઝારો કનડે દિનરાત,
વતન તણી નિજ ખેડ તજી સહુ આઘાં આઘાં જાય સજાત.
દેશ બને કંગાલ અને ત્યાં કેર, ઉપાધિ તણા સંજોગ,
ધનસંચયનો મહિમા વાધે જ્યાં પણ માનવતાને ભોગ.
રાજન, રાજકુળો, ઉમરાવો છોને ફાલે કે કરમાય,
ચપટીમાં એ સર્વ બનેલા, ચપટીએ વળી બનતા જાય.
પણ શૂરા સાજા ખેડૂતો દેશ તણાં ગૌરવ, અભિમાન,
નષ્ટ થયા જો એક સમે તો કોણ ભરે એ સૂનું સ્થાન?
હિંદ તણી ચિંતાના પૂર્વે એક હતો એવો તો કાળ,
અર્ધ વીઘાનો ભોંનો ટુકડો લેતો નિજ જનની સંભાળ.

૫૯–૭૦

હળવો શ્રમ પણ તેને માટે લણતો પોષણ ઉત્તમ, સાર,
ના ઓછું કે ના વત્તું, પણ જીવનજોગું ભારોભાર.
કુશળ અને નિર્દોષપણું, એ મિત્ર હતાં તેના અભિરામ,
થાપણ મોટી આ કે, તેની જાણ નહોતું ધનનું નામ.
પણ તે સમય હવે બદલાયો, નિર્દય વેપારી લંગાર,
ગામડિયાનાં ખેત પચાવી હરણ કરે તેનો અધિકાર.
તુજ ભાગોળ સમક્ષ હતાં જ્યાં અલગ, અલગ નાનેરાં ગામ,
આજે ત્યાં આંજે છે ભપકો ને અઢળક લક્ષ્મી, તે ઠામ.
ને ત્યાં ભોગવિલાસ લગોલગ તંગીના સંજોગ સમાન,
ને મૂરખ ઉરહાયો સાથે દે અભિમાન તણું બલિદાન.
તે રૂડાં ચોઘડિયાં, જે ત્યાં ક્ષેમે ફળતાં પારાવાર,
તે સહુ હળવી તૃષ્ણા, જે ત્યાં શમતી અતિ સાદે આહાર.

૭૧-૮૨

ને તે શુભ ગમતો, જે રચતી શાંતિ તણો ત્યાં રમ્ય ચિતાર,
ભરતાં મુખડે મુખડે લાલી, ધરતાં હરિયાળી કુંજાર.
વિખરાતી ચાલી એ લીલા, ક્યાંય ઠરે મનગમતે ઘાટ,
મીઠી ગામમજા અહિયાંથી વિરહ કરે સહુ બારેવાટ.
મીઠા સુખપુર! સુખદાતા ને ધન્ય પળોનાં હે માબાપ!
સિદ્ધ કરે નિર્દય સત્તાને તારી કુંજ વિજન સહુ આપ.
તુજ ગૂંચાયેલી શેરીમાં ને તુજ નિર્જન સીમ બહાર,
એકલડો હું ઘૂમું ને ત્યાં મારું છું ચોમેર લટાર.
આવ્યો હું અવલોકન કરવા વર્ષોના ગાળે આ ઠાર,
એક સમે જ્યાં મહુલી ઊભી, દેખું ત્યાં કાંટાળો થોર.
સંભારણું એથી જાગ્યું છે, કલ્પન સહિત ભમે આ વાર,
ગત સુખને દુખમાં ઉલટાવે, વૃદ્ધિ કરે છાતીનો ભાર.

૯૩–૯૪

દુખિયારી ધરતી પર ચહુદિશ, મારા દેશાટનને માગ,
મુજ સહુ ચિંતા, રે! વળી એમાં પ્રભુએ દીધો મારો ભાગ.
ગાળું અંતિમ દિન મુજ અહિયાં, એમ હતા નિત મારા કોડ,
આ સહુ પર્ણકુટીની વચમાં તાણું હું છેવટની સોડ.
જીવનના ઠરતા દીપકને કરકસરે બાળું આ ઠામ,
તેનું જતન કરું ને એની જ્યોત નિભાવું લઈ આરામ.
સતત હતા મુજ એ જ મનોરથ, જેમ સદા સહુને અભિમાન,
બેસી ગામડિયાની વચ્ચે, દેખાડું મુજ પુસ્તકજ્ઞાન.
મારી અંગીઠીને ફરતી રજનિસભા તેડું નિત રાત,
ને સહુને સદ્‌ભાવ સુણાવું દીઠેલી, વીતેલી વાત.
શ્વાન, શિકારી લે છે પીછો સસલાનો વગડામાં જેમ,
જ્યાંથી નાઠો ત્યાં તે પાછો ટળવળતો આવે છે તેમ,

૯૫–૧૦૬

નિત હું આવાં સપનાં જોતો, વર્ષો દુખ વેઠ્યાં પરગામ,
ને અહિયાં પાછો આવી હું અંત્ય મરું આ મારે ધામ.
સુખસંપન્ન, નિવૃત્તિસદન હે નમતા જીવનના આધાર!
હે વૈકુંઠ સમા આશ્રમ! હું નવ પામું તુજને ફરી વાર.
જે સંન્યાસ ગ્રહે આ કુટિરે, તે જન કેવો સુખિયો હોય!
શ્રમમય યૌવન સેવીને આ સુખમય વૃદ્ધાવસ્થા જોય.
પ્રખર પ્રલોભનમાં પરખાઈ, ત્યાગ કરે છે તે, સંસાર,
એના સામું થવું અતિ વસમું, પામી એ શીખે ઉદ્ધાર.
ત્યાં, દુર્ભાગી કોઈ કરે ના એના કારણ વેઠ, વિલાપ,
ખમતાં ખાણ તણાં સાહસ કે સાગરતળિયાના સંતાપ.
ના ત્યાં ખોટા સાજ સજાવી, કોઈ રહે ઊભો પ્રતિહાર,
જે, ફાટક પરથી ધુત્કારે કરગરતાં, પામર લાચાર.

१०७–११८

સજ્જન, યમના મિલન પ્રયોજન પ્રતિદિન આગળ વધતો જાય,
સદ્‌ગુણના એ સંગાથીને દેવદૂતો દે સકલ સહાય.
મૃત્યુ કને પ્રસ્થાન કરે પણ, નવ દીસે તનતૂટ, ઉચાટ,
જીવનમોક્ષ તણી અભિલાષા સરલ બનાવે તેની વાટ.
પેખે એ નિજ ભાવિ વિલસતું અંત્ય ઘડી જ્યાં આવે પાસ,
ને ઇહલોક તજે તે પૂર્વે માણે સ્વર્ગ તણો ઉલ્લાસ.
સંધ્યાટાણે બહુ વેળા શું સરસ હતો મીઠો રણકાર!
પેલા ડુંગર પર જ્યાં લગતા ગામ તણા સર્વે ગુંજાર.
જ્યારે, જ્યારે હળવેથી હું કરતો ત્યાં નિશ્ચિંત વિહાર,
મૃદુલ બની કલબલ તળપદથી સર્વ સુણાતી એકાકાર.
લચકાતી મહિયારી ગાતી, ભળતાં ગામડિયાનાં તાન,
સોડે શિશુ ધરવા, પશુ ગરવાં આરડતાં વળતાં નિજ થાન.

૧૧૯–૧૩૦

પનઘટ પર ઓવારે તરતાં, બતકોનો ઘોંઘાટ અઘોર,
શાળામાંથી છૂટ્યાં તેવાં, કિલકિલ કરતાં બાળ કિશોર.
પવન તણો સુસવાટ સુણીને ભસતા ત્યાં શ્વાનો રખવાળ,
ખડખડ હસવાના ઉદ્‌ગારો, હૃદય નચિંત તણી દે ભાળ.
દરતું એ મધુ ગુંજન શોધે છાંય અને જ્યાં ભરતું જાય,
ગીતો, ગીતો વચ્ચે અંતર, જે ગીતો બુલબુલ ત્યાં ગાય.
પણ, હમણાં તો રમણભમણ તે સર્વ થયા વસતીના સાદ,
પવન મહીં નહિ વહન કરે એ મનરંજન રણકાતા નાદ.
શ્રમિત પગે ચગદાય હવે ના કેડી પર ઊગેલાં ઘાસ,
સાવ અલોપ થયો અહિયાંથી જીવનનો સહુ લાલ વિકાસ.
હાય! સિવાય હવે કે, પેલી વિધવા જીવે જીર્ણ શરીર,
હળવે વાંકી વળતી દીસે ખરબચડા ઝરણાને તીર.

૧૩૧-૧૪૨

વૃદ્ધ અભાગણ ઘડપણમાં પણ, રોટી માટે ભટકે રાન,
પસરેલાં વૃક્ષોથી ખરતાં, પાણી પરથી વીણે પાન.
ને ત્યાં થોરો માંહ્ય ઉપાડે ઠંડીનું બળતણ, એકાંત,
ને ગોતે ત્યાં રાતવિસામો ભોર લગી કરતી કલ્પાંત.
તે નિર્દોષ ભસ્રેરાંમાંથી માત્ર રહી કરતી વનવાસ,
દુખિયારી વર્ણવનારી, આ દુખિયા દેશ તણો ઇતિહાસ.
એક સમે વાડી ખીલેલી પેલી નાની ઝાડી પાસ,
જ્યાં બાગાયત ફૂલોનો હજુ અણઘડ રીતે થાય વિકાસ.
તે થોડા ભાંગેલા છોડો વ્યસ્ત પડેલા જ્યાં સરિયામ,
ગામપુરોહિતનું ઉપવનમાં નમણું ભવન હતું એ ઠામ.
તે ગામોટ હતો માનીતો આખે પરિસર, ચારે કોર,
ધનિક મનાતો, વર્ષે રૂપિયા ત્રણસેં સાઠ કમાતો, ગોર.

૧૪૩–૧૫૪

નગરોથી આઘેરો તેણે ગાળ્યો નિજ દૈવિક અવતાર,
નિજ પદવીમાં ક્રાંતિ કશી ના ઇચ્છી એણે કોઈ પ્રકાર.
સત્તાનો નહિ ભમતીલો એ, હાજીહાથી પણ અજ્ઞાન,
વારંવાર બદલતો નહિ તે, એના સિદ્ધાંતોના વાન.
સહુ આદર્શ અમોલખ ગણતો, એની નેમ સદંતર ઓર,
તરવા કરતાં, તારણ કરવા રસ લેતો ગામડિયો ગોર.
અવરજવર કરતા તેને ત્યાં વંઠેલા ને ભમતા લોક,
જેનાં વ્યસન થકું વીફરતો, પણ ખેરવતો સહુનો શોક.
ચિરસ્મરણીય ભિખારી ઠરતો, એક પરોણો તેના ઘેર,
જેની સાવરણીશી દાઢી વૃદ્ધ ઉરે ઢળતી ચોમેર.
રંક બનેલ ઉડાઉ ધની તે, જેનો ગર્વ રહ્યો ન લગાર,
સગપણનો નાતો કાઢી ત્યાં ભોગવતો અંગત અધિકાર.

૧૫૫–૧૬૬

એક અપંગ થયેલો યોદ્ધો સદ્ભાવે રોકાતો રાત,
અંગીઠી પાસે બેસી તે, પ્રાત લગી કરતો નિજ વાત.
રડતો એ નિજ ઘાવ બતાવી કે કથતાં પ્રસ્તાવ વ્યથિત,
ઘોડી ખાંધ ધરી દાખવતો, કેમ મળી સંગ્રામે જીત.
આવી સેવાની લગનીથી તેને મુખ તરતો અનુભાવ,
અતિથિ તણાં દુખ સુણતાં સહુના દોષો તે વીસરતો સાવ.
ચિંતા નહિ કરતો પારખવા, તે લોકોના ગુણ કે દોષ,
દાન તણી ઇચ્છા પૂર્વે તો કરુણાથી મળતો સંતોષ.
એમ દુખીનું તારણ કરવા, ગામોટી ગણતો નિજ માન,
ને તેથી એના દોષો પણ, સર્વે લેતા ગુણનું સ્થાન.
ધર્મક્રિયાસર તરત જતો જ્યાં તેડાવે કોઈ યજમાન,
સહુને માટે રડતો, ભજતો ને સમભાવે દેતો ધ્યાન.

૧૬૭-૧૭૮

પંખી, લલક ભર્યાં લાલનથી પરખી સહુ ઉપચાર સપ્રેમ,
નિજ નવપંખાળાં બચ્ચાંને ગગન ભણી લલચાવે તેમ,
કાર્યવિલંબે ઠારે દેતો, સર્વ ચકાસી જોતો ઘાટ,
દિવ્ય ભુવનનો મોહ પમાડી સૂચવતો તે, સાચી વાટ.
જીવનની છેલ્લી પળ ગણતા જીવ તણી શય્યાની પાસ,
જેને પાપ, બળાપો ને દુખ કરતાં જ્યાં ક્રમવાર ઉદાસ.
પુણ્ય શિરોમણિ નિકટ ખડો ત્યાં રટણા કરતો સૂત્ર અનેક,
વલખાં ખાતા પ્રાણ કનેથી કષ્ટ, નિરાશા ટળતાં છેક.
ધ્રૂજતા દુખિયાને દુખચારણ સ્રવતા સર્વે સૌમ્ય પ્રસાદ,
ને મરતાની તૂટક વાણી ધીમે દેતી આશીર્વાદ.
મંદિર માંહ્ય જતો તરવાડી વિનયી ભાવે, વિણ અભિમાન,
એની મુખમુદ્રાથી દીપી ઊઠતું સઘળું ધર્મસ્થાન.

૧૭૯–૧૯૦

ના અધરે સરતું સત ત્યાં કરતું બમણે વેગ, પ્રચાર,
ાંસી કરવા આવેલા પણ, બનતા ભક્તિલીન, ગમાર!
ૂજા જ્યાં સંપૂર્ણ થતી કે, સાધુ પુરુષ પાસે ચોફેર,
ાત્રં સદાચરણી ગામડિયા ધસતા અંતે શ્રદ્ધાભેર.
ાળક પણ પૂંઠે જઈ એને મલકાવા કરતાં તોફાન,
પીતાંબર ઝાલીને હસતાં, એ પણ મલકાતો શ્રીમાન.
તેના સ્મિતમય મુખ નીતરતો નિર્મળ માતપિતાનો પ્રેમ,
દુખિયારો એ સહુનાં દુખમાં, ને સુખમાં સુખિયારો તેમ.
પ્રેમ, સહાનુભૂતિ, દયા, એ સંત કરે અર્પણ નિર્ધાર,
પણ, તેના આધ્યાત્મિક ભાવો સ્વર્ગે શોધે અનુપમ દ્વાર.
ઊંચો ડુંગર જેમ વધે નિજ, ઘડતો ભવ્ય પ્રતાપી ઘાટ,
ખીણોને ઉપસાવે મેલી, વચલો પટ સહુ આંધી માટ.

૧૯૧–૨૦૨

એની છાતી પર તો ઘેરાં વાદળ ગગડાતાં દેખાય,
પણ કેત્રાં તે શિખર રસેલાં! સોનેરી તડકે સોહાય.
તે ઘેરેલી કેડી પાસે, પેલી વેરાયેલી વાડ,
ખીલ્યાં, વાસ વિનાનાં સુંદર પુષ્પોમય કાંટાળાં ઝાડ.
ત્યાં ઘોંઘાટ ભરેલ નિવાસે સત્તાની જેને હતી ભાળ,
તેવો ગામડિયો પંતૂજી, આપ ચલવતો બાળ નિશાળ.
પંડ મહેતો કડક હતો વળી, દેખાવે કરડો, ખીજાળ,
એને હું સારું ઓળખતો, ને ઓળખતાં રખડુ બાળ.
ધ્રૂજતાં બાળક ભાવી ભાખે ચીતરતાં દેખા અનુસાર,
એનું મોં જોતાં જ વહાણે, ઊગતા દિનનો કરુણ ચિતાર.
ટુચકામાં એ નિપુણ હતો ને જવ સહુ સુણતાં તેનો ભાવ,
ડોળ ભર્યા આનંદે કરતાં ભારે હસવાનો દેખાવ.

છાનીછપની વાત પ્રસરતી સારી પેઠે, ચારે પાર,
ઉગ્ર સમાચારો ફરી વળતા ભ્રમર ચડાવે તે, જે વાર.
તોય હતો માયાળુ વળી એ સાથ હતો તે કડક અજોડ,
વિદ્યા પ્રત્યે પ્રીત ધરે તે, એ જ ગણાતી તેની ખોડ.
તેને તો સઘળું આવડતું, એમ હતી જનતાની હાંક,
પણ, લખતાં નિશ્ચય આવડતું, ને વળી આવડતાં સહુ આંક.
ધરતી માપી શકતો, એને ઋતુચક્ર તણી પણ જાણ,
એય કહેણી હતી કે, કળતો ઘડિયામાં તાડીનું માણ.
ગામોટી પણ માને એની વાદવિવાદે મતિ બળવાન,
હારે તોપણ ચાલુ જ રાખી દાખવતો તકરારી જ્ઞાન,
જ્યારે પંડિતિયા ને લાંબા શબ્દ તણો કરતો ગુંજાર,
બેઠા ગોળ કરી ગામડિયા દંગ થતા સહુ વારંવાર.

૨૧૫–૨૨૬

ટગટગ જોતા એના સામું, અચરજ વધતું જાય અપાર,
શી રીતે આ મસ્તક નાનું! સાંખે જ્ઞાન તણો ભંડાર.
પણ, તેની સહુ કીર્તિ ભુલાઈ, એ જ હતું તે વિજયી સ્થાન,
જ્યાં એ જીત ઘણી મેળવતો, તોય રહ્યું નહિ નામનિશાન.
પેલા થોર કને જે સીધો, ઊંચેરો ઊગેલો આમ,
એક સમે એંધાણુ તણો ત્યાં, પથિક વટાતાં જોતો ખામ.
પડતું, ખડતું તે ઘર જેમાં રાતાં, રુચિર પિવાતાં જામ,
પળિયલ માણીગર ને હસણા શ્રમજીવીનો જે વિશ્રામ.
ને ગામડિયો રાજધુરંધર કરતો કથન બની ગંભીર,
એની મદિરાથીય પુરાણી ખબરો ફેરવતો જ્યાં ધીર.
સ્નેહ વડે તલસે કલ્પન તે ચીતરવા ઘટના પ્રેમાળ,
રંગીલા આ ધામ તણી અતિ ગુંજતી નામાંકિત પરસાળ.

૨૨૭-૨૩૮

ધોળેલી ભીંતો ને તેની ભોંય સુગમ, સરખી રેતાળ,
દરવાજાની વાંસે ટકટક કરતું રંગેલું ઘડિયાળ.
તેણી કોર હતો પેટારો, જેથી સરતું બમણું કામ,
તે પર રાતે થાય પથારી, વસ્ત્ર દિને ભરવાનું ઠામ.
છબિ સહુ ત્યાં ટાંગેલી જેથી શોભા ને વળી લાભ મહાન,
ત્યાં ચોપટની રાજરમત ને ઉત્તમ બાર નિયમ તે સ્થાન.
તે અંગીઠીને, જેની ત્યાં માત્ર શિયાળામાં વપરાશ,
આસોપાલવ વીંટાળીને ગાંઠી હેમલતાને પાશ.
તૂટેલા ચાના પ્યાલા પણ ચોંટાડી કીધો શણગાર,
ચૂલા ઉપર સળંગ રચેલી ચકચકતી પચરંગી હાર.
મિથ્યા આ ક્ષણભંગુર વૈભવ! કોણે કંઈ કીધી ન વહાર,
જેથી તે જરજરિયા ઘરનો પડતીમાંથી થાય ઉગાર.

ભુલાયું ભુલાયું! એ તો, હાય! હવે નહિ કરશે દાન,
કોઈ બિચારા આત્માને નહિ એક ઘડીનાં પણ સન્માન.
ને ખેડૂત કદી નહિ વળશે દેવા નિજ દિલને આરામ,
દિનભરની જંજાળોને તો ભૂલવતું એ મીઠું ધામ.
ખેડુ ન વર્ણે ગામગપાટા, ના વાળંદ કથે આખ્યાન,
કઢિયારાના ભજન, દુહા ત્રિણ સંસ્થા સાવ બની વેરાન.
શ્રમિત લલાટ પડેલ કરચલી સંકેલે ન કદાપિ લુહાર,
ભારી કાયા લંબાવી નિજ, કોણ હવે ત્યાં સાંભળનાર?
ગોતે પણ નહિ પાછો જડશે તેવો ખંતીલો યજમાન,
જે, ફીણાળો શોણ સુધારસ સર્વ સમક્ષ ધરે સહ ભાન.
ને લાજાળી લલના અરધી આગ્રહવશ બનવા તૈયાર,
રંગકટોરા અધર અડાડી રસિક લહાણ કરે ક્રમવાર.

૨૫૧–૨૬૨

હા! શ્રીમંત અનિષ્ટ ગણે આ, ને ગર્વિષ્ટ કરે ઉપહાસ,
સરળ અને સાદા સુખનો જે દીન સમાજ તણો ઉલ્લાસ.
મુજને બહુ જ વહાલો લાગે, હૃદયંગમ, એ તો મુજ ભાવ,
કૃત્રિમ સહુ તે ધાટો કરતાં, સ્વાભાવિક એક જ દેખાવ.
આનંદો જ્યાં હોય સ્વયંભૂ, પ્રકૃતિ વળી ખેલે નિજ ખેલ,
આત્મા અપનાવે એનેશી પ્રભુતા જે પૂર્વે જનમેલ.
તે સર્વે નિશ્ચિંત હૃદય પર હળવેથી પ્રસરાવે મોજ,
ઈર્ષાહીન, નરી નિષ્કંટક, બંધન રહિત અને વિણ બોજ.
પણ, તે ધૂમધમાલ અને તે સ્વાંગ તણા મધરાતે નાચ,
લક્ષ્મી જ્યાં રેલાય નિરર્થક, એવા નફ્ટ, નઠારા રાચ.
છેલ વિહારી લંપટની આ અરધી મંછા સંતોખાય,
પણ, તે સહુ દુખદેણ વિલાસો તરત જ સંકટમાં પલટાય.

૨૬૩–૨૭૪

તે ચક્રચકિત પ્રથાની માયા, જ્યારે લલચાવે નિજ પાસ,
"એ આનંદ ખરો કે?" પૂછે અંતર જેને અણુવિશ્વાસ.
સત્ય તણા સહુ બેલી! ધરતી માપણહાર કુશળ સરદાર!
રે! ધનવાન બને મતવાલા, થાય ગરીબ તણો સંહાર.
ન્યાય કરો! આ ધર્મ તમારો, છે ને અંતર ખૂબ વિશાળ?
વૈભવથી છલકાતા દેશો ને સુખિયારા દેશ વચાળ.
કંચન ભરિત વહાણ ધરી ઉર, મદભર ઊછળે સાગરનીર,
બુદ્ધિ વિહોણા જયજયકારે સત્કારે તેને નિજ તીર.
લોભીની મમતા ઓળંગી ધનનો સંચય વધતો જાય,
પૃથ્વી પરથી શ્રીમંતોનાં ટોળાં અહિયાં ભરતી થાય.
તોય તમે આ લાભ ગણો! સહુ, ધનનું તો છે હાલું નામ,
દેશ તણી ઉપયોગી નીપજ સર્વે વ્યર્થ પડેલી આમ.

૨૭૫–૨૮૬

ખોટ અપૂર્વ નિરંતર આ કે, દંભી શ્રીમંતે જે એક,
રોકેલી નિજ માટ જગા ત્યાં નભતાં દીન કુટુંબ અનેક,
એનાં વાડ, તળાવ તણી હદ ઘેરે જે વિસ્તાર વિશાળ,
તેમાં ઘોડા, ગાડી, દાસો, વાડી ને શ્વાનો વિકરાળ.
નવરાના સુંવાળા ડિલ પર હીર તણા ડગલાનો પાશ;
એણે લૂટ્યાં લગતાં ખેતર જેની અર્ધ હતી પેદાશ.
તેના વંડે એકલસૂરી ગમતો ખેલાતી દેખાય,
હરિયાળી પર પર્ણકુટીને ઠેસો મારે ને સુગાય.
અવનિ મહીં ચોમેર અહીંથી થાય ખપતની જણસ નિકાસ,
ને જગ, અહિયાં અમનચમનનાં પૂરે રાચ, રચન સહુ ખાસ.
દેશ બધો આનંદવિલાસે એ રીતે રંગાતો જાય,
આવા વંધ્ય, વિફલ વૈભવથી, તેની ધીમી પડતી થાય.

૨૮૭–૨૯૮

કોઈ મનોરમ, શોભન શ્યામા અંગ કરે નિજ સાદો સાજ,
તોય બધા મોહે એના પર, જ્યાર લગી યૌવનનાં રાજ,
જૂઠી સુંદરતા ધિક્કારે જેતું અવલંબન શણગાર,
નવ દાખે નિજ ભાવ, છટા કે વિજયી નયનકટાક્ષ લગાર.
સુંદરતા તો છે ક્ષણજીવી, ક્ષણમાં એ તો ચાલી જાય,
ટાણું વીતી જાય અને ત્યાં અલબેલા સહુ અળગા થાય.
ત્યારે ન્યારે સોંગ લળકતી, તલસે એ કરવા કલ્યાણ,
સાધે નિત્ય અલંકારોનાં હામૂકાં હાલાં મંડાણ.
એ જ પ્રમાણે, દેશ ખમે તે, વૈભવથી દુખમાં સપડાય,
પ્રથમ સરલ ને નૈસર્ગિક સહુ સુંદરતામાં સરસ સજાય.
આવે જ્યાં પડતીની કોરે, તેનો વૈભવ વધતો જાય,
એના રાજમહેલ ઝબૂકે, એની વનરાજી ઝંખાય.

૨૯૯–૩૧૦

ત્યારે ભૂખમરાના ત્રાસે, મેલી આ ખીલેલું રાજ,
દુખિયારો ખેડૂત સિધાવે લઈ નિજ દીન, વિરલ સહુ સાજ.
દેશ પછી જ્યાં તળિયે ડૂબે કોણ ઉગારે આણી કોર,
લીલોછમ ઉદ્યાન બને તે, ને ભર જેમ મસાણ અઘોર.
હાય! હવે ક્યાં તે નિર્ધનતા ઠરશે માંડી નિજ ઘરબાર,
આ અભિમાન નિકટવર્તીના ક્રોધ થકી પામી ઉધ્ધાર.
પડતર, વાડ વિનાનાં સ્થાને જો અનુપાય કરે વસવાટ,
ને જ્યાં નિજ ગોવારું હાંકે તરણું, પાલો ચરવા માટ,
તો આ સાર્વજનિક ગૌચરના ઉપભોગી સહુ ધનના પૂત,
ગામડિયા નિર્વસ્ત્ર જનો પર ત્યાંયે વર્તાવે હડધૂત.
નગર ભણી જો કૂચ કરે ત્યાં સર્જાયું શું તેને માટ?
જોવા એને ભાગ નહીં તે સહુ લખલૂટ અમૂલા ઘાટ.

ને જોતી તે વિષમય, એવી કુશળ કરામત બાર હજાર,
વૈભવને સહુ પોષણહારી, જનતાનું શોષણ કરનાર.
ને જોવાં તે દોરદમામો વૈભવજાયાને જે જાણ,
અત્યાચારે સર્વ રચાયાં મનુબાળોના લઈને પ્રાણ.
ત્યાં ઝળકે દરબારી ઘાલી સોનેરી લપ્પાના સાજ,
આમ, ચિતારો તેજ વિહોણો ઝૂઝે મંદા ધંધા કાજ.
ત્યાં ગર્વિષ્ટ, સવારી કાઢી દેખાડે રજવાડી ઠાઠ,
વાટ કને આ, ખિન્ન બનાવે વેરણ ફાંસી કેરાં કાઠ.
ઘુંમટિયાળા રંગમહેલે ધૂમ વિલાસે માઝમ રાત,
ભપકે ન્યારો શણગારેલો! જેમાં જામે રાજજમાત.
તે ઝગમગતા ચોગાને પણ, મેદની કિલકિલતી ઉભરાય,
આંજે જોત મશાલ તણી ત્યાં, ને રણકાતા રથ અથડાય.

૩૨૩–૩૩૪

આવાં ખાસાં દૃશ્ય ખરેખર! કો જનને નવ આપે ત્રાસ!
એ તો સ્પષ્ટ બતાવે જગમાં ઘર, ઘર વ્યાપેલો ઉલ્લાસ!
શું આ તુજ ગંભીર વિચારો? રે! તું તારી આંખો ખોલ!
ઘર વિણ થરથરતી દિન કાપે દુખિયારી જ્યાં નાર અબોલ.
એક સમે હતી ગામનિવાસી, સુખની, જ્યાં અતિ રેલમછેલ,
નિર્દોષીની દુખકથની સુણી, એણે ઝળઝળિયાં સારેલ.
તેના નમણા રૂપે મીઠી મઢુલી શું સજતી અણમૂલ!
જેમ પ્રથમ દર્શન થોરોમાં, દેતું એક ગુલાબનું ફૂલ.
ત્યક્તા, મિત્ર, સગાંથી જેણે શિયળ તણો કીધો અપહાર,
માથું ફૂટી કકળે અબળા નિજ કૂડા દ્રોહીને દ્વાર.
વરસાદે તરબોળ બનેલી, ટાઢ થકી તે, ઠંડી ગાર,
અશુભ ઘડી સંભારી ઝૂરે, નયને ગરતી બબ્બે ધાર.

૩૩૫-૩૪૬

નગર તણી રસઘેલી, વનિતા વગર વિચાર બની જે વાર,
અલગ ફગાવ્યા માનીતા નિજ ચરખો ને ખાદીશણગાર.
શું તારાં, હે મીઠા **સુખપુર**! તારાં અનુપ લલિત સંતાન,
શું તારાં આ ગોત્ર છબીલાં! વિપત સહે તે મુગ્ધ સમાન?
ભૂખ અને ઠંડીમાં મરતાં વ્યથિત કદાચિત્ જીવન કાજ,
અભિમાની માણુસના દ્વારે માગે કટકો રોટી આજ.
રે! ના એ તો દૂર વિદેશે, ઘોર ભયંકર જ્યાં દેખાવ!
ને વચમાં આડો આવે છે **ભારત**નો અરધો ઢોળાવ.
જાય લથડતાં ધીમે ડગલે, પાર કરે સહુ ઉષ્ણુ વિભાગ,
પીડ વધારે રાની સરિતા જેનો ત્યાં ઘુઘવાટ અથાગ.
પૂર્વના મીઠા અનુભવથી એ તો છેક નિરાળો ભાસ!
ગહન મહેરામણુ કાંઠાના ભીષણુ, વિકટ, ભયાનક ત્રાસ.

૩૪૭–૩૫૮

ધગધગતો સવિતા ફેંકે જ્યાં રશ્મિ તણાં સોંસરવાં બાણ,
તાપ અસહ્ય અચળ વરસાવી વરતે દિનની નિર્દય આણ.
ગીચ અને ગાઢાં જંગલ જ્યાં પંખી ગાતાં ભૂલી જાય,
તેમાં મૂંગી વાગોળોના ઝૂડા લટકેલા દેખાય.
વિષમય ખેતર તેમાં અતિશય કોહેલાં ઝાડો ને પાન;
જેમાંથી વિષ ભેગું કરતા કાળા વીંછીનું તે રાન.
ત્રાસજનક ઘોરણ કરતો ત્યાં ડંસીલો અજગર ઊંઘાય;
પંથી ડગલું ભરતાં બીએ, કયાંય રખે તે જાગી જાય!
હતભાગીનું ભક્ષણ કરવા વાઘ લપેલા દેખે વાટ,
ને એથીય અધિક હત્યારા પુરુષ વનેરુ તણો ગભરાટ.
જ્યાં બહુ વેળા વાવાઝોડું ઘેલું ઊડે ગોળાકાર,
ધૂળ ઉરાડી, ભૂતળ ને નભ એકાકાર કરે તે વાર.

૩૫૯—૩૭૦

પ્રથમ હતાં જે દૃશ્યો દીઠાં, તે તો સાવ નિરાળો ભાસ!
શીતળ ઝરણું ને હરિયાળી, જ્યાં હરવું, રેશમશું ઘાસ.
પંખીગાને ગુંજતી લીલી કુંજગલીમાં અળગું ઠામ,
છાનાં, છૂપાં પ્રણયી જનનું શીત, પમરતું, પ્રેમલ ધામ.
કેવો શોક કરુણ વેરાયો! વતનવિયોગે રે કિરતાર!
જે વારે નિજ ગામ તણાં સહુ તજતાં વાટ અને ઘરબાર.
મીઠાં અવસર સર્વ શમ્યાં ને દુખિયાં, નિર્વાસનને વાર,
મઢુલી પર ભર અશ્રુ અઢેલી, કરતાં છેલ્લી દૃષ્ટિ પસાર.
આશીર્વાદ અમસ્તો દેતાં ને કરતાં સહુ અંત્ય પ્રણામ,
દખણાદા સાગરના પારે, આવાં ધામ નથી કો ઠામ.
આઘેના સાગર ગમ જાતાં, થરથરતાં પરદેશ જનાર,
ડગલું ભરતાં ને રડતાં વળી ફરતાં, રડતાં વારંવાર.

૩૭૧-૩૮૨

વૃદ્ધ ભલા ગામેતીએ, જે પીડાતો પરને દુખ માટ,
સર્વ પહેલાં કમર કસી ત્યાં, લંકાદ્વીપ જવાને વાટ.
એ નીડર, શૂરો નર ઇચ્છે નિજ ખાતર તો વાટ વિરાટ,
પેલા દ્વીપ જવાને જે છે, જીવનના પણ પેલે ઘાટ.
એની સુંદર પુત્રી દીસે, જે અતિસુંદર નયને ધાર,
વણ બોલે તૈયાર થઈ તે, તરત ફગાવી નિજ શણગાર.
વ્યથિત પિતાની લાડીલી વળી ઘડપણમાં સહિયર સુકુમાર,
પ્રિયતમના હૂંફાળા હસ્તો, પિતુ કાજે છોડયાં નિર્ધાર.
પુનિત જનેતા વિપત તણી નિજ કરતી રાવ અધીરે સાદ,
મઢુલીને, જેમાં દીઠાં સુખ, દેતી અંતર આશીર્વાદ.
સંકટ સમય વહાલાં બમણાં લાગે ગભરુ અલેતાં બાળ,
જેને ચાંપી રડતી, કરતી ચુંબન કોડીલાં પ્રેમાળ.

૩૮૩–૩૯૪

એનો સ્નેહલ નાવલિયો નિજ પત્નીનું મન કરતો શાંત,
ચિંતા સહુ સંતાડી હિંમત જાળવતો મમતાળો કાંત,
હે! વૈભવ ઈશ્વરની આણે, તારા પર છે શાપ ખચીત,
કેવાં વાનાં પલટાયાં! તુજ કારણ આવી માઠી રીત.
પીધે તારો ઘૂંટ, પ્રથમ સહુ માણે મિથ્યા હર્ષ, વિનોદ,
કપટી એ આનંદો અંતે વાળે તેનો સાવ નખોદ.
વ્યાધિગ્રસ્ત મહત્તા પામે, તુજ લયમાં સહુ રાજસ્થાન,
દંભ ધરે ભપકાળા બળનો, પણ તે સઘળો પોલ સમાન.
તારાં ઘૂંટો પીતાં પીતાં વાધે તેના તનનો ફાલ,
ફૂગી જબરી પિંડ બને ત્યાં, થાય સમૂળા હાલહવાલ.
બળ પોકળ થતું જાય રગેરગ ભીતર પણ પેસે પોલાણ,
પરિણામે પાતાળે પૂગે, થાય પછી પૂરી મોકાણ.

૩૯૫–૪૦૬

અત્યારે પણ, નિર્જનતાનાં, મંડાયાં કમઠાણ તમામ,
ને સંહાર તણું રે! અહિયાં અડધોઅડધ સધાયું કામ.
ઊભો ઊભો જોવામાં હું ગ્રહણ કરું છું એમ વિચાર,
તેવામાં પણ, દેખું ગૌરવ ગામ તણું સહુ જાય બહાર.
પેલા લંગારેલ જહાજે ખોલેલો નિજ સઢનો દોર,
હળવે હળવે ડોલન કરતો, ફફડે આમ પવનને જોર.
ચાલે સંઘ સદા દુખિયારો ધીમે ધીમે તેણી કોર,
પાર જતાં સાગરને તીરે તિમિર છવાયેલું ઘનઘોર.
ચાલ્યાં તે સંતોષી શ્રમ ને સરળ પરોણાગત હૂંફાળ,
એની સંઘાતે ચાલ્યાં રે! સહુ પરિણીત યુગલ પ્રેમાળ,
ઇશ્વિરભક્તિ વળી એ સાથે નિઃસ્વાર્થીની નિર્મળ નેમ,
ચાલ્યાં સાથ વફાદારી ને નિષ્ઠામય સહુ સાચો પ્રેમ.

૪૦૭–૪૧૮

પ્રેમલ તરુણી! રસિક સલૂણી! હે કુવિતાબાળા સુકુમાર!
તું ત્યાંથી નિત છટકે જ્યાં પણ, થાય વિષયસુખનો પેસાર.
આવા અડવા કલિયુગમાં જ્યાં કૃત્ય અધમ, નિર્લજ્જ તમામ,
શું તરવરવું! પરમન હરવા, કે શું મથવું! રળવા નામ.
મોહક મુજ દેવાંગી રંભા! રે તું નિદ્ય, અલેખી આજ!
લોકસમૂહે તું એકલડી પંપાળે મુજ વટ ને લાજ.
દાત્રી તું મુજ અદ્દ્ભુત સુખની ને મુજ દુખની પણ છે એમ,
પ્રથમ મને તેં નિર્ધન જોયો, ને હજુ પણ રાખેલો તેમ.
વાટ બતાવે તું તો એવી, જ્યાં છે શ્રેષ્ઠ કળાનાં ધામ,
સહુ સદ્દગુણની પાલનહારી! તુજને મારા અંત્ય પ્રણામ.
તુજને અંત્ય પ્રણામ વહાલી! ને તુજ કવન ઝરે જે ઠામ,
ગૌરીશંકરના તીર્થે કે, કન્યાકુમારીને ધામ.

૪૧૯-૪૩૦

કાંતો ઠેઠ વિષુવવૃત્તે જ્યાં તાપ તણો અતિશય ઉકળાટ,
કે, જ્યાં તીવ્ર શિયાળો હિમથી ઢાંકે ધ્રુવના ઉત્તરઘાટ,
સફળ થજે! તુજ કંઠે ભેદી કાળ તણા સહુ ભેરીનાદ,
ને લલકારી, કરડી રતના ભોગ બનેલ કને તુજ સાદ.
પટુડી તુજ વાણીથી કરજે! વિસ્મૃત સતની સતત વહાર,
શીખવજે! તું ભુલકણાને ધરતાં સ્વાર્થ ભણી ધિક્કાર
શીખવજે! સહુ રજવાડાંને, જે નિજ બળ પર રાખે હામ,
હોય કદી બહુ દીન છતાં પણ, પામે સુખ, સંપત અવિરામ.
ને વેપાર થકી છલકાતાં રાજ્ય તણી ઝટ પડતી થાય,
જેમ મહાસાગર બાંધેલી પાળ અડગને ઘસડી જાય.
ને સ્વાશ્રય પર નભતી સત્તા કાળોને પણ દે પડકાર,
જેમ ખડક, નભ, મોજાં વચ્ચે, અવગણતા નિત જળના માર.

## આપણા દેશનાં ફિલસૂફી અને ઇતિહાસ.

ડૉક્ટર સુરૈયાના બે અનુવાદો "જતિ" અને "સૂનું ગામડું" એ બંને ગોલ્ડસ્મિથનાં "The Hermit" અને "The Deserted Village" નામનાં સુપ્રસિદ્ધ કવનો છે, પણ વાંચકને એ સમશ્લોકી અનુવાદ હોવા છતાં એમ ને એમ વાંચતાં એમ જ ભાસે છે કે, આ તદ્દન નવી કૃતિઓ છે. ભાષા તરત સમજાય એવી સાદી, સંસ્કારી અને શુદ્ધ છે. મૂળ કવિતના ભાવ, સાદાઈ અને રમણીયતા બરાબર જળવાઈ રહ્યાં છે, છતાંય એ અનુવાદી કવિતો દેશને અને કાળને અનુસરીને લખ્યાં હોય, એમ વાંચકને સ્વભાવિક લાગે છે. "જતિ" ની એક જ લીટીમાં કેટલી મોટી આ દેશની ફિલસૂફી સમાઈ છે!

"ચાલ! હવે તજ! ચિંતા યાત્રી! જગની ચિંતા સર્વ અસાર."

"સૂનું ગામડું" એ તો બહુ જ સફળ કૃતિ છે. એનાં ભાવ અને કવિત વહેતાં આવે છે. દેશના સંક્રાંતિકાળે આ

પુસ્તક તૈયાર થયું છે. આપણા જ ગામડાની અવદશા હોય એમ લાગે છે. આ પુસ્તકમાંથી કોઈ ગ્રામ્ય કાર્યકર્તાને પ્રેરણા મળે એવું તાદૃશ ચિત્ર, ગામડાની દુર્દશાનું રજુ કરવામાં આવ્યું છે. અને તેથી આ કૃતિ, સાહિત્યમાં જ ઉમેરો નથી કરતી, પણ દેશનો ઇતિહાસ પણ રજુ કરતી હોય એમ લાગે છે. ગુજરાતી સાહિત્યના વિકાસમાં પરદેશી સાહિત્યે જાણેઅજાણે ઘણો ભાગ ભજવ્યો છે, પણ ડૉકટર સુરૈયાનાં આ બે ભાષાન્તરો ઘણાં આવકારદાયક છે, કારણ આવાં સરળ અને સચોટ ભાષાન્તર કરવાં સહેલાં નથી. હું તેમને આ કૃતિઓ માટે અભિનંદન આપું છું. ડૉકટર સુરૈયા એક વખતના અમદાવાદના મ્યુનિસિપાલ કૌન્સિલર હતા અને ત્યાંના નાગરિક તરીકે શહેરના ઉપયોગી કામમાં તેમનો સારો ફાળો હતો. અત્યારે નિવૃત્તિકાળે સાહિત્યસેવા કરી આ દેશના લોકોને નિવૃત્તિકાળનો સદ્‌ઉપયોગ કરવાનો માર્ગ દેખાડી રહ્યા છે, એ આનંદની વાત છે.

"અમ છૈયેં સાત" એની મૂળ ઇંગ્રેજી કવિતા અમે નાનપણમાં શીખેલાં. તે જેટલી હૃદયમાં ઊતરી ગઈ છે એટલો જ સરળ અને હૃદયસ્પર્શી અનુવાદ બહેન કુલસુમ સુરૈયાએ આપણી પાસે મૂકયો છે, દાદાનો વારસો પૌત્રીએ સાચવી લઈ, આ કૃતિ આપણી પાસે રજુ કરી સાહિત્યમાં વધારો કર્યો છે, અને ભવિષ્યમાં કરશે એમ મારી ખાત્રી છે, ભાષા સાદી, સરળ અને લૌકિક છે, સમજતાં વાર નહિ લાગે એવી છે. ભાવ અને ફિલસૂફી મૂળ કૃતિ જેવાં જ આમાંયે બહેન ઉતારી શકયાં છે, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. આત્માનું અમરત્વ એ બાળકીએ જેટલું સરળતાથી પોતાના શબ્દોમાં નિર્દોષપણે વર્ણવ્યું છે તેવું જ સરળ આ અનુવાદમાં ઊતર્યું છે. આ "ત્રિવેણી" પુસ્તક માટે ડૉ. સુરૈયાને ધન્યવાદ ઘટે છે, અને તેમના તરફથી ભવિષ્યમાં ગુજરાતી સાહિત્યને વધારે ને વધારે લહાણુ મળે એવી ઇચ્છા ધરાવું છું.

**કાન્તા ખાંડવાલા.**



શ્રીમતી કાંતાબ્હેન ખાંડવાલા, બી. એ.
વનિતા વિશ્રામનાં માનદ મંત્રી

## ભાવભીનું સ્વાગત.

"ત્રિવેણી" એક વર્ડ્ઝવર્થ અને બે ગોલ્ડસ્મિથનાં કાવ્યોનો સંગ્રહ છે. કાવ્યોની પસંદગી સુંદર છે. ડૉકટર સુરૈયાનું પ્રથમ-કાવ્ય "જતિ" હાથમાં આવ્યું, પ્રથમવાંચને કાવ્યની સરળતા અને ગેયતાની મન પર મીઠી અસર થઈ. ભાષાન્તર ભલે હોય, પણ પરદેશી કાવ્યને હિંદી વાતાવરણ આપી આવી સરળતાથી લખવું, એ એક કલા નથી? "ત્રિવેણી" માંનું બીજું કાવ્ય "અમ છૈયેં સાત" શ્રી વર્ડ્ઝવર્થની રમ્ય સરળતા કેટલાંય કાવ્યોમાં નાનપણથી વાંચતાં આવ્યા છીએ તેમાં વળી "We Are Seven" ની જીદ્દી બાળા તો હજુ આંખ પાસે તરવરે છે. હજુ કેટલાંની માનીતી આ કવિતા હશે? જે મૃત્યુ બળવાનનો બળ તોડી નાખે છે, તે મૃત્યુની જીવંતતા જાળવતી આ બાળાને મૃત્યુ કેટલું અમર લાગે છે! સ્વર્ગ–પૃથ્વીની એકતા જગતને આ બાળા સમજાવી રહી છે. આ સુંદર વિચારો અત્યાર સુધી અંગ્રેજીમાં વાચ્યા, હવે કુલસુમબ્હેને ગુજરાતીમાં ગુજરાતને ચરણે ધર્યા છે. આ કાવ્યની લાડીલી છોકરીનું

સરળ ભાષામાં રચેલું આ કાવ્ય ગુજરાતનાં બાળકોનું માનીતું જરૂર થશે એવું હું માનું છું. "ત્રિવેણી" નું ત્રીજું કાવ્ય "સૂનું ગામડું" કવિના શ્રેષ્ટ કાવ્યને ધોક્કો પહોંચાડયા વિના ડૉક્ટર સુરૈયાએ નવું સ્વરૂપ આપેલું છે. કેટલાય માણસોના સરળ આનંદથી કલ્લોલતા કોઈ ગામડાના કિલકિલાટ પછી વેરાન થઈ ગયેલા ગામડાનું વર્ણન બહુ જ સરળ શબ્દોમાં વાંચતાં ચિત્ત હુલ્લાય છે. શબ્દો અસંખ્ય વેરાયેલાં ફૂલોમાંથી વીણેલાં સુવાસિત અને સુંદર પુષ્પો જેવાં છે. વાંચતાં વાંચતાં લેખકની કલમકલાનો ભાન થાય છે. ભાષાન્તરનું અવતરણ ભૂલી જવાય એટલી સર્જકતા કાવ્યમાં લાગે છે. ત્રણ પ્રવાહમિલન જેવાં ત્રિવેણી કાવ્યોથી ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ થશે અને આ બે વ્યક્તિને ગુજરાતી સાહિત્ય ઋણી રહેશે. અને જનતા પણ "ત્રિવેણી" ને અસંખ્ય વેરાયેલાં કુસુમોમાંથી સુવાસિક અને સુંદર વીણેલાં સુમનોની માળારૂપી માયા વડે વધાવી એનું સ્વાગત કરશે.

કપિલા ઠાકોર.

( ડી. વાર્ડ સ્કુલ કમિટીના સભ્ય. )

## સરિતાઓ પ્રત્યે સદ્‌ભાવ.

"સૂનુ ગામડું" A noteworthy addition to our Gujarati literature. Tarabai M. Premchand.

"સૂનું ગામડું" ઘણી જ સારી ભાષામાં રચાયું છે. જેટલા રસાસ્વાદ સાથે મૂળ પુસ્તક વર્ષો ઉપર વાંચ્યું હતું તેવી જ રીતે વાંચ્યું છે. ડૉ. સુરૈયાએ ગુજરાતી સાહિત્યમાં સુંદર ઉમેરો કર્યો છે.

**શારદા મહેતા.**

સવૈયા છંદમાં "ત્રિવેણી" ની સરિતાઓનાં વહનની ખૂબી ખીલી ઊઠી છે. બાળક પણ સમજી શકે તેવી સચોટ સરળ અને આકર્ષક શૈલી. **નીલમ દેસાઇ.**

સરિતાઓની સવૈયામાં પ્રમાણસર, વહેતી ભાષા, ખૂબ વપરાશ થાય એવી અભિલાષા. **વીરબાળા ઠાકોર.**

સરિતાઓનો સરળ અને સમશ્લોકી અનુવાદ વાંચતાં નાનપણનું સ્મરણ તરી આવે છે. નવરાશ મળતાં વારંવાર વાંચવા લોલુપતા થાય છે. **પ્રભાવતી નાણાવટી.**

# ત્રિવેણી

સરિતાઓ એટલી સચોટ અને સરળ છે કે તે અનુવાદ છે એમ કલ્પના પણ આવતી નથી, અંગ્રેજીમાં આ કાવ્યો જેટલાં જીવંત લાગે છે તેટલાં જ "ત્રિવેણી" માં પણ લાગે છે. ગુજરાતી સાહિત્યમાં આનું સ્થાન અનોખું રહેશે, વળી સરિતાઓ અનેરી છાપ પાડશે. જે બ્હેનો અંગ્રેજીમાં આવી સુંદર કવિતાઓ વાંચી શક્યાં નથી તેમને તો "ત્રિવેણી" નો નિરાળો લાભ મળશે.

**શિરીષ નાણાવટી.**

અંગ્રેજી સાહિત્યના રસસાગરમાં ડુબકી ખાવા અસમર્થ ગુજરાતીઓ માટે ડો. સુરૈયાએ "ત્રીવેણી" નું પ્રકાશન કરી, ચંચુપાત કરાવવાનો જે પ્રયાસ કરેલ છે, તે બદલ ગુજરાત ખરેખર તેમને આભારી છે,

**અજિતા દિક્ષિત.**

Versifications rendered into suitable Gujarati poetry, have been done skilfully and serve to preserve the beauty of the original. I shall always cherish "સૂનું ગામડું", "જતિ" and "અમ છૈયેં સાત".

***Manubhai N. Mehta.***
(Home Member, Gwalior)

